# જો તમારા હ્રદય માં જગ્યા હોય તો

ભૂટાન ની એક લોકકથા



ફૂંઝંગ ચોડેન  ચિત્ર: પેમા શેરિંગ

# જો તમારા હ્રદય માં જગ્યા હોય તો

## ભૂટાન ની એક લોકકથા



ફૂંઝંગ ચોડેન
ચિત્ર: પેમા શેરિંગ



થીમફૂ ની પૂર્વ માં અને ટ્રોન્ગસા ની પશ્ચિમ માં,

ઊંચા પર્વતો ની વચમાં, એક નાના ઘર માં એક વૃદ્ધ સ્ત્રી રહેતી હતી.

એક ભૂખરી બિલાડી, એક પીળો કૂતરો અને એક ભૂરી ડાઘવાળી મરઘી એની સાથે રહેતા હતા અને એના તાપણાં ની ભાગેદારી કરતા હતા.

એક સાંજે, જેવો સૂરજ ઢળ્યો, પડછાયા લાંબા થવા
લાગ્યા અને ચૂલા પર રાત નું ખાવાનું ઉકળવા લાગ્યું.
ત્યાં અચાનક એક કોમળ અવાજ સંભળાયો,
"રાત પડવાની છે, શું મારે માટે જગ્યા છે?"





વૃદ્ધા ના દરવાજા પર ફાટેલા લાલ કપડાં પહેરેલો એક સાધુ ઉભો હતો.

વૃધ્ધાએ એનું સ્વાગત કર્યું અને એને એની પ્રાર્થનાની વેદી પાસે સન્માન થી બેસાડયો.

એણે ચૂલા પર રાખેલા વાસણ માં ચમચો ફેરવ્યો. એ ભોજન પીરસવાની જ હતી કે ત્યાં એક અવાજ મોટે થી બોલી ઉઠયો,

"આ પત્ર ટ્રોન્ગસા જરા પણ મોડું કર્યા વગર પહોંચવો જોઈએ, પણ મારી પિંડી બહુ દુઃખે છે! હું થાકી ગયો છું અને થોડી વાર આરામ કરવા ઈચ્છું છું. શું મારે માટે ઘર માં જગ્યા છે?"





એક મોટા સાથળવાળો અધીર યુવક વૃદ્ધા ના દરવાજા પર ઉભો હતો.

એનું નામ ગરબા લુંગ ગી ખોરલો (હવા ના પૈડાંવાળો દરબારી) હતું.

વૃધ્ધા એ એનું પણ એના ઘર માં સ્વાગત કર્યું.

એણે એની ચ્હા ની ગરણી દીવાલ પર એક ખુંટા માં લટકાવી,

અને ગરબા લુંગ ગી ખોરલો ને બેસવા ની જગ્યા બનાવી.

એ વાસણ માં ચમચો ફેરવવા પાછી ગઈ.

મોટા અવાજ માં કોઈ બોલ્યું,

"મારું યાક ખોવાઈ ગયું છે.

હવે અંધારું બહુ થઈ ગયું છે અને મારે રહેવા માટે બીજી કોઈ જગ્યા નથી.

શું મારે માટે ઘર માં જગ્યા છે?"





યાક ના વાળ માં થી બનેલો ડગલો પહેરેલી અને ગુલાબી ગાલવાળી એક મહિલા વૃદ્ધા ના દરવાજા પર ઉભી હતી.

વૃદ્ધા એ એનું પણ સ્વાગત કર્યું.

એણે અભરાઈ નીચે જગ્યા સાફ કરી અને નવા મહેમાન ને પ્રેમ થી ત્યાં બેસાડી.

છેવટે, વૃદ્ધા રાત નું ખાવાનું પીરસવા માટે તૈયાર હતી.

ત્યાં દરવાજો ફરી કોઈ એ ખટખટાવ્યો.





"અમારો ગધેડો હવે એક ડગલું પણ આગળ ચાલવાનો ઇન્કાર કરે છે.

અમે એની પાસેથી બહુ વધારે કામ કરાવ્યું છે અને હવે એના બુઢ્ઢા પગ બહુ થાકી ગયા છે.

આજે રાતે અમારે અહીં જ રોકાવું પડશે.

શું અમારા માટે ઘર માં જગ્યા હશે?"



બે માણસ અને એક ગધેડો દરવાજા પર ઉભા હતા.
વૃદ્ધા એ એના બધા મહેમાનો ને જોયા અને ખુશી થી
કહ્યું, "અંદર આવો અને આરામ કરો."
બંને માણસો ઘર ની અંદર આવી ગયા.

એ બધા વૃધ્ધા ના વાસણ માં થી રાત ના ખાવાની ભાગેદારી કરવા સમયસર આવ્યા હતા.

વૃધ્ધા એ બધા ને ખાવાનું પીરસ્યું : એક ને કન્દ ના પાંદડા નો

નાનો ટુકડો મળ્યો, બીજા ને હાડકાનો નાનો ટુકડો, ત્રીજા ને સૂપ ના થોડા ટીપાં વગેરે...

મહેમાનોએ રાત નું ભોજન કર્યું અને પોત-પોતાના કટોરા સાફ કર્યા.

જમ્યા પછી અને આરામ કર્યા પછી એમણે વૃધ્ધા નો આભાર માન્યો.





"તમારી પાસે આટલું નાનું ઘર છે, તો પણ તમે અમારા બધા નો એમાં સમાવેશ કર્યો. તમે એ કેવી રીતે કર્યું?" બધાએ આશ્ચર્ય થી પૂછ્યું.

વૃધ્ધા એ જવાબ માં એક ખુશખુશાલ સ્મિત કર્યું.



પણ સૌમ્ય સાધુ એ કહ્યું,

"જો તમારા હૃદય માં જગ્યા હશે તો
તમારા ઘર માં હંમેશા જગ્યા રહેશે."





## શું મારે માટે જગ્યા છે?

એક ભ્રમણ કરતા સાધુ એ પહાડ પર રહેતી વૃધ્ધા ને પૂછ્યું.
એ સવાલ વારે-વારે પૂછવામાં આવ્યો,
કારણકે એક પછી એક કરીને બધા આગંતુક આવ્યા.
દયાળુ વૃધ્ધાએ બધા નું સ્વાગત કર્યું.
પણ એ બધા એના નાના ઘર માં કેવી રીતે સમાશે?
ભૂટાન ના પ્રમુખ લેખક કૂંઝંગ ચોડેન ની આ આકર્ષક વાર્તા માં
નિખાલસતા અને મન ની ઉદારતા વિષે
એક મહત્વપૂર્ણ શિક્ષા સામેલ છે.